જમીન જોરૂ અને જર એ ત્રણ કજીઆનાં ઘર.

# राणकदेवी राहखेंगार नाटकनां

# गायनो.

આવૃત્તિ પહેલી.

પ્રત ૧૦૦૦

રચનાર.

માસ્તર. નાનાલાલ વિ. મગનલાલ.

છપાવિ પ્રસિદ્ધ કરનાર.

રચનાર તથા શા. ડાહ્યાભાઈ લલુભાઈ.

સને ૧૮૫૭ ના ૨૫ મા આકટ મુજબ રજીષ્ટર કરાવી છે માટે રચનારની રજા વીના છપાવવું યા ભજવવું નહી.

અમદાવાદ.

" એંગ્લો વર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસ"માં

નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપ્યાં.

સંવત ૧૯૪૬—સને ૧૮૯૦.

કિમ્મત ૦-૧-૦ એક આનો.

II/૧૧ 135

૪૫૯૨

४५९२

# राणकदेवी राहखेंगार नाटकनां गायनो.

(ઇશ્વર સ્તુતિ.)

**સૂત્રધાર**—(વીણા લઈને) **કલ્યાણ.**

નમન નમન પ્રભુ પશુત પ્રતિપાળ,
અદ્દભૂત શક્તિથી નીપજાવ્યું, ભૂમી મંડળ વિશાળ; નમન
જીવ સંરક્ષણ અર્થે કીધા, અનૌષધિ રસાળ. નમન.
બુદ્ધિદાયક જન દુઃખ ટાળક, વંદીએ તને કૃપાળ; નમન.
શુભ પ્રસંગે અર્જ કરૂં છું, સદા લેજોજી સંભાળ. નમન.

(રાજાના દરબારમાં બાળક પ્રસવતી ખબર લાવે છે)

**દાસીઓ**— **આશાગોડી.**

આનંદ આજે ભારી, પ્રજાપતી, આનંદ આજે ભારી. (એ ટેક)
મ્હેર મહેશ્વરે કરી મોહોટી, આપી છે બાળ કુમારી. પ્રજાપતી૦
તરીયા તોરણ બધે બંધાવ્યાં, સાકર વેંહેચાવો સારી. પ્રજાપતી૦
મંગળ ગીતો ગાયે ગવઈયા, દાન આપે પુન્યશાળી, પ્રજાપતી૦
લીલાલ્હેર લોકો માને છે, દીપે આજે દીન દીવાળી. પ્રજાપતી
સુમંગળ સમાચાર લાવ્યાં, આશા પુરોજી અમારી. પ્રજાપતી૦

**મુળાશંકર—** **બેત.**

સાંભળ શાણા સરદાર તું, કહું છું સાચી વાત;
કુંવરી મુખ જોતા થકી, થશે આપની ઘાત;
કુંભ, કરક, વૃશ્ચક તણું, આવણું પડ્યું છે મૂળ,
કુંવરી મુખ જોતાં થકી, પામે પીતા દુઃખ.

**રાણી—** (સહીયર દુઃખ શું દાખવું. એ રાગ)

સ્વામી ગજબ શો થયો, કેવી આવે વાત,
શશી સમ કુંવરી દેખતાં, થાય આપની ઘાત. સ્વામી૦
અંતરમાં ઉમંગ હતો, જાણ્યું પામીશું સુખ,
વાંઝીયા મેણું ટળી ગયું, શોભી મારી કુખ. સ્વામી૦
હાય ! હાય ! હવે શું થશે, શો કરવો ઉપાય,
સંકટ સર્વે સ્વામીજી, આપનાં કેમ દુર થાય. સ્વામી૦

**રાજા—** દેખ્યો પ્યાલો દુધનો, હું હરખાયો ઈશ;
પી જતાં મહીંથી નીકળ્યું, ઝેર લેનાર વીષ. સ્વામી૦

**(પ્રધાનને)**—રાખ્યામાં નથી ફાયદો, સુણ શાણા વીર;
મૂકી આવો એને જંગલે, મારું ઉગરે શીર. સ્વામી૦

**પ્રધાન—** (જફાવો સીતમગરું. એ રાહ.)

અરે ઓ ઈશ, કૃપા જગદીશ, અર્જ ધ્યો ઉર, નમાવું શીશ
ગરબડી છે, બાળક તુંજ, મુકું એકલી, પાપી વનમાં હુંજ.
ટીકી ટીકીને, જુએ મુજ ભણી, દયા દિલે, આવે તે તણી
મુકી ચાલતાં, મુંઝાઉં બહુ, કરો રક્ષણ, વધુ શું કહું.

(પ્રધાન મુકીને જાય છે, એટલે હડમત નામનો કુંભાર આવે છે.)

**હુડમત**—(ગધાડાપર બેસીને). **ઈંગ્રેજી રાહ.**

હેડ બાપુ હળવે હળવે, આમ કેમ મ્હાલે છે,
ઘણી ધુળ ફાકે તારો, ધીમે તે ચ્યમ ચાલે છે;
બાપુડી ઘેર વાટ જોશે, રોષે તે ભરાશેરે,
તો ભોગ મળશે મારા, સપ દઈ મુતરાશેરે.
નામ સોના રૂપ મારૂડી, બની ઠનીને મ્હાલે છે,
પણ મને ડાકણ જેવી, ડફણાં દે તે સાલે છે;
જલ્દી જલ્દી ઘેર ચાલ, વઢશે વ્હાલી મારીરે,
છે તો રાંડ કુતરી જેવી, જખ મારી કહું સારીરે.

**રૂપલી**—આવો ઈટાળાના બાપા, વ્હાલા હેમ લાગો બહુ,
ખાડા માહી ખરી પડો તો, લાપસી હું રાંધી ખઉં;
વાટ તમારી જોઈને થાકી, માટે ઢાળી બેઠી ખાટ,
બોલો કેમ મોડા આવ્યા? ડફણાં મારૂં તમને સાત.

**હુડમત**—હાંભળ અલી હાચી મારી, કહું શું આજે વાત,
વનના દેવે દીચરી આપી, થ્યા ખુસી સાક્ષાત;
ખારેક ખોપરાં ખાંડ વેંહેચ, રાખ્ય રાંડ બાધા ઘું,
હડમત ભાઈ તો ઘેર બેઠા, હોકો બોલાવે ગડુડુ.

**રાણકદેવી**— **આશાગોડી.**

વાયુ મીઠો વાય, પ્રીય સખી, વાયુ મીઠો વાય; ટેક.
ગુલાબ માલતી ડાલી જોઈ, ચકિત ચિત્ત મારૂં થાય. પ્રીય૰
ચપક ચંદન ચંબેલી ચંપો, પ્રીતે વળગેલાં દેખાય. પ્રીય૰
જાણે પતી સાથે વામા, તેથી આ વેલ શોભાય. પ્રીય૰

રાયહુખેંગાર—(સ્વગત) **રાગ.**

વાહ! વાહ! મજાનો બાગ છે, જોવા પામ્યો ધન્ય ભાગ્ય છે;
શું વૃક્ષો ખીલ્યાં છે અપાર, પક્ષીઓ કરે લલકાર.
સુગંધી પુષ્પોનો નહી પાર, મંદ પવન ખાવાનો લાગ છે.

સુનિતિ— **ગીતિ.**

સાંભળ શાણી સખી, પ્રીતી અંગમાં અનંગ તુજ વ્યાપી;
પડી પ્યાર પીંજરમાં, તેથી મારી વાત આજ તેં ઉથાપી.

રાહુખેંગાર— **શીખરણી વૃત.**

રૂડી રંભા સાચી કોણુ ખડી રહી છે આ સ્થળે,
ધરી અર્ધ લજ્યા, સમશ્યા કરે છે સુનયણે;
નથી કરી મેં પ્રીતી, નથી કર્યો તે સંગ કદી,
આનંદ ઉરમાં અતિ, આશક મુજપર છે નકી.
આહા! શું સુંદરતા, ચંદ્ર સમુ મુખતેજ છે;
નથી ભાળી ભામની એવી, કીશોર વયની એજ છે.

રાણુકદેવી— **લીતાળી ચોપાઇ.**

વાત સુંણુ સખી મારી, જક છોડી દે તું તારી;
પ્રેમ પાસનો રસ્તો ન્યારો, કોઈ પામેનહી તેનો આરો.
પશુ પક્ષી પ્રીતી સ્વાદ ચાખે, એક એક ઉપર પ્રેમ રાખે;
આ પુષ્પોની પ્રીતી પલટાઈ, આ વેલ જોને વીંટાઈ.
મારા અંગમાં જામી પ્રીતી......................

રાહુખેંગાર— લે આવ્યો હું ચુકીનીતી.

દ્રાક્ષ વેલો મળી ઝાઝી, જો પણે કેવી તે છે બાઝી.

**સખીઓ—** (કનગવા મોરા કરસે. એ રાહ.)

ભલે પધાર્યાં પ્રીતે રાજા આજ અહીંરે. (ટેક.)
વીરહાનળે બળતીરે, તમ વીના ટળવળતીરે.
નવ ખાવુ એને ગમતું, ચોદિશે ચિત્ત ભમતું,
નોહોતી લેતી ઉંઘ તે સેજ્યા મહીરે. ભલે૦
આવ્યા આપ આજેરે, દર્શન દેવા કાજેરે,
આ ઉભી અમારી બેની, આશા પુરો સૌ એની;
પાણી ગ્રહણુ પ્રીતે કરો હસ્ત અહીરે. ભલે૦

**રાણકદેવી—**(વરમાળા લેઈ) **ગીતિ.**

વરમાળા આરોપું, પ્યારા મારા કહીને હું પ્રીત;

**સખીયો—**આનંદ ઉર અમારે, દંપતી દિવસ સુખે કાઢો નિત્યે.

**રાહખેંગાર—**મોહિની! માનની! સુંદર શોભા શી બની વાહ!

**સખીયો—**ધન્યધન્ય છે આજે, કેવું સુંદર જોડું શોભે આહાહા!

**સીદ્ધરાજ—** **બેત.**

અરો આતે કેવી વાત, ખેંગારે કર્યો ઉતપાત!
બસ. એની કરૂં ઘાત, નહીં તો લાજે મારી માત!
સમજે શું હેવાન નાદાન, ફાટી છેક થયો મસ્તાન!
કીધું મારૂં બહુ અપમાન, કરૂં એને બેદાન મેદાન!
સીંહના મ્હોમાં ઘાલ્યો હાથ, એમાં શું કરે જગનાથ!
હવે બતાવું મારા હાથ, બસ! બસ! હું નહીં મુકનાર!

**પ્રધાનો—** (સ્વામીનાથ સ્વામીનાથરે. એ રાહ.)

ક્ષમા કરો ક્ષમા કરો ક્ષમા કરોરે,
ધીર ધરો, ધીર તમે, રાજા ધરોરે.

**સીદ્ધરાજ—** **(ગોપીચંદ લડકા—એ રાહ)**

સામંતો શુરા, લડવા ચાલોને સોરઠ દેશમાં—(ટેક.)
રાહખેંગાર સોરઠનો રાજા, ધારે મન અભીમાન;
હરણ કરી કન્યા મારી, કરી એને અપમાનરે. સામં૦
માળવ કેરો શૂરો રાજા, યશોવર્મા કહેવાય;
એવાને મેં કેદ કર્યો તો, એ શી ગણત્રી માયરે. સામં૦
ગરવો હું ગુર્જરનો રાજા, ચક્રવર્તી કેહેવાઉં;
રાહખેંગારનું સાંખી મેણું, કેમ હું છુપી જાઉંરે. સામં૦
સીંહણ સુતનું ભક્ષ તાણી. શીયાળનું શું જાય,
સમુદ્ર મુકે મર્યાદા, કાં પૃથ્વી લપ્રય થાયરે. સામં૦
શરમ છે શુરાઓ તમને, આતે શું કેહેવાય!
બ્હોત જેવા બની ગયા શું, ઉડે અંગનાં લાયરે. સામં૦

**પ્રધાનો—** **(ક્ષત્રી કલંક કેમ લેશેરે—એ રાગ)**

અરે અનીતીથી ભર્યા વચન, શૂરાઓ કેમ સાંખી રે'શેરે.
છીએ ક્ષત્રાણી માતનાં તન, શૂરાઓ કેમ સાંખી રે'શેરે.
મહા મેહેનતે મેળવ્યાં કીર્તી માલ. શૂરાઓ૦
તેને તોડીને બને શું ચંડાળ. શૂરાઓ૦
કદી સૂરજની દીશા બદલાય. શૂરાઓ૦
તોયે ક્ષત્રી બચ્ચા ડર નહીં ખાય. શૂરાઓ૦
પાડે ખેંગારની ખોળી ખોળી ખાલ. શૂરાઓ૦

**સીદ્ધરાજ—**ધન્ય ધન્ય સામંતોનીમકહલાલ શૂરાઓ૦

(સર્વે કુચ કરી જાય છે).

રાહખેંગાર— માલીની છંદ.

ધીઃક ધીઃક તુજને, દુષ્ટ કામ કર્યું શું!
છટ છટ પાપી, દગો દીધો મને શું!
ફટ ફટ કુકર્મી, કેમ અહીં રહેતું!
ચલ ચલ દુરજા, સત્ય આજે કહું છું!

દેશલજી— (મુજ ઉપર ગુજરી. એ રાહ)

હે મામા મારા કહું છું હું સાચી વાત,
નથી ગુન્હો લગારે એમાં મુજ સાક્ષાત;
બન્યો નિશામાં ચકચુર સુજ નહી મુજને,
આ દેહ તણી દરકાર રહી નહી અબુજને;
મામીને ગણું છું મુજ જનેતા જેવી,
કેમ ભુલું મારો ધર્મ વાત કરૂં એવી;
ભૂલ્યો હતો મારૂં ભાન દારૂ નીસામાં.
તેથી થઈ ગયો બેભાન આ દીશામાં,
તમે લાવો છો કેમ વ્હેમ, મુજપર ખોટો;
નિત્ય ખાઈ તમારૂં અન્ન, થયો છું મોટો,
કાંઈ નથી જાતનો નીચ પુત્ર ક્ષત્રીનો.
કેમ કરૂં કદી કુકર્મ બની વંત્તીનો,
કરો દુર તમે સૌ વ્હેમ અરજ ઉર ધારો;
વારે વારે કહું કરગરી, દાસ તમારો,
કદી કરશો આઝો ક્રોધ, સાર નહી તેમાં;
નીકળશે બુરો લાભ, કદાપી તેમાં.

**રાહખેંગાર**—(ક્રોધથી) **ક્ષલી કલંકનો રાગ.**

ધીઃક ધીઃક તને દુષ્ટ ધીઃકાર, વ્યભિચારી તું કેમ થયોરે.
જા મર વિષ ખાઈ ગમાર. વ્યભીચારી૦
લુણ હરામી થયો જમી અન્ન. વ્યભીચારી૦
મેં ઉછેર્યો તો ગણી મારો તન. વ્યભીચારી૦
રાણકદેવી કેહેવાય તારી માત વ્યભીચારી૦
તેના પલંગમાં પડી રહ્યો રાત. વ્યભીચારી૦
દુષ્ટ દુર ઝટ કર તારૂં મુખ. વ્યભીચારી૦
તેં લજવીછે જનેતાની કુખ. વ્યભીચારી૦

( સિદ્ધરાજની છાવણીમાં આવી. )

**દેશલજી**— (કંગનવા મોરા કરસે.—એ રાગ.)

સમજુ કાકા વીચારોને વાત મારીરે. ટેક.
મામો મારો બળીયોરે, ભેદ નહી કળીયોરે,
મહા કપટી છે પુરો, લાગે સૌથી શુરો,
તેથી કામ જીતવાનું તેને બારીરે. સમજુ૦
જોરથી ના જીતાયરે, પણ એક છે ઉપાયરે;
સાચું માનો તો કહું,..................

**સિદ્ધરાજ**—..............ભરૂંસો તારો છે બહું,
તેથી તું બતાવ મને યુક્તિ સારીરે. સમજુ૦

**દેશલજી**—રાખી છે મેં બારીરે, ફળશે વૃતી તમારીરે,
સજ કરો સૌ સરદારે, પછી ગુણ્યોમાંડારો,
જેથી નહીં જાણે કદી કળા મારીરે. સમજુ૦

**રાણુકદેવી—** **બિહાગની ગજલ.**

વિચારો સ્વામી મારા દીલની એક વાત;
ક્રોધી દેશલજી ત્યાં, કરશે જઈ ઉતપાત,
શેહેર બાહાર શત્રુએ નાંખ્યો છે પડાવ,
બંભેરીને રખે તેને, કરે એ ચડાવ,
બીક એવી બુરી મને લાગે રાત દીન,
તેથી ચેન પડતું નથી, રહું ગમગીન.

**દાસીઓ**— (લાડાજી શું કરો સાહસ. એ રાગ.)

રાજાજી શું ધારો દિલમાં, દુશ્મનોનું દળ આવ્યું ભારીરે. (ટેક.)
ગુપ્ત પણે એ શેહેરમાં પેઠા, પીડે પુરજનને ભારીરે. રાજાજી૦
જોર જુલમથી જર કઢાવે, રૂવે રૈયત તમારીરે. રાજાજી૦
સુખ ન માનો સેજ્યા માંહી, તીર તરવાર લ્યો તમારીરે રાજાજી૦

**રાણુકદેવી**— (સદા રહો પાસ પીયુ. એ રાગ.)

નહીંરે રેહેવાય સ્વામી નહીંરે રેહેવાય;
આપ વીના મુજથી, નહીંરે રેહેવાય.
ખાન પાન ખાવાં કદી ગમે નહીં નાથ;
માટે પુરૂષ વેષે મને લેઈ જાઓ સાથ.
સૈન્ય બળ બહુ એનું, સીંહ સિદ્ધરાજ;
તેથી કદી શત્રુ સામે, નથી જવું માહારાજ.
રાજપાટ ખેર જાય, નથી તેનું દુઃખ;
ગુપ્ત પણે વનમાં વસી, નિત્ય માનું સુખ.

રાહખેંગાર— **(ક્ષત્રી કલંકનો રાગ.)**

અરે વદો શું એવું વચન, ક્ષત્રીમાં નથી આવી ખુટયું રે.
છે સીંહ જેવા ક્ષત્રી તન. ક્ષત્રીમાં૦
ક્ષત્રી બાળ થઈ શું ગભરાય. ક્ષત્રીમાં૦
દુસ્મનને કરાવું ત્રાહ્ય ત્રાહ્ય. ક્ષત્રીમાં૦
ઘેરી લસ્કરને વાળું એનો ઘાણ. ક્ષત્રીમાં૦
શીર છેદે સીદ્ધરાજનું આ બાણ. ક્ષત્રીમાં૦
અરે એનામાં તે શા દીસે ભાર. ક્ષત્રીમાં૦
થાય તલપ તલપ આ તરવાર. ક્ષત્રીમાં૦
એક પળમાં ઉડાડું એનું શીષ. ક્ષત્રીમાં૦
રાણકદેવી—સદા સહાય થજો જગદીશ. ક્ષત્રીમાં૦

**પ્રજાજનો**— (સીતાજીના મહીનાનો રાગ.)

હાય! હાય! આતે કેમ દુઃખ, સેહેવાશે અમ થકી;
અફસોસ ઉઠે દિલમાંય, મરણ આવ્યું નકી.
કરી કપટ પેઠા પુરમાંય, શત્રુ સિદ્ધરાજજી;
ખોળી ખોળી ઉતારે ખાલ, લુટે ઓની લાજજી.
મારે સિપાઈયો બહું માર, દયા નથી લાવતા;
કરી જુલમ કઢાવે જર, લુંટી લે માલ મતા.
ખોળી ખોળી થાક્યા ખેંગાર, મળશે હવે ક્યાંય તે;
શત્રુ હાથ જશે સપડાઈ, લાગે બહુ બીક એ.
ઈશ કૃપા દ્રષ્ટી કરો આપ, મટાડો દુઃખ આ;
નમી નમીને કરીએ પ્રણામ, લાવો દિલમાં દયા.

**સિપાઇઓ—** **ઈંગ્લીશ.**

પકડો પકડો પેલો જાય, પોતીયામાં ઘાલી કાંઈ:
બાંધી મારી લાવો અહીં, આ–પણે ગયો સંતાઈ.
ખોળો ખોળો ખોળો તમે, ખજાનો કંઈ લાગે હાથ;
ઉઠો ઉઠો મારી સાથે, તમે બી ચલોને સાથ.
પેલી સુંદર ઓરત દેખો, સાસભેર દોડી જાય:
પડો પડો પુઠે એની, પકડી જલદી લાવો આંય.

**રાણુકદેવી—** **(દક્ષણી લાવણી.)**

દીલડું દમે, સ્વામી સંગ વીનારે;
રાત દીન, રહું ગમગીન, જળ વીણુ, જેમ મીન.
તેવી પતી વીનારે. દીલડું૦
અંન નવ ગમે ખાવું સ્વામી વીનારે,
દીલદાર, દેખું જે વાર, સોળે શણગાર, ધરૂં દેદાર.
નીરખીને નગીનારે. દીલડું૦

**રાણુકદેવી—** **(મરશીયો.)**

હાય વોયરે આતે ગજબ થયો ભારી, આતે ગજબ થયો ભારી;
મારૂં કોરાય કાળજું કારીરે, હાય વોયરે૦
રાજધાનીમાં રૈયત રૂવે, કરી રૂદન ચોધારાં નીર ચુએ,
સૌ પડ્યા છે દુઃખના કુવેરે. હાય વોયરે૦
આ બાળક બળાપો કરે છે, જીવ મારોએ અતિ બળે છે,
આ ચિત્ત ચકડોળે ચડે છેરે. હાય વોયરે૦
દીલ દયા પ્રભુજી લાવો, મારા નાથને પાછા બોલાવો,
નહી ભુલું ઉપકાર કદી આવોરે. હાય વોયરે૦

**સિદ્ધરાજ—(મ્હોલે પધારો મહારાજ એ રાગ.)**

શિદને શરમાયે નાર, પ્યારી મારી પાસે આવો;

**રાણકદેવી**—આઘા રહેજો લગાર, કરો તમે કેર શું આવો.

**સિદ્ધરાજ**—જકમાં ઝાઝો નહી સાર, પ્યારી મારી પાસે આવો. ટેક.

મળવા તુજને માનની, સહ્યું સંકટ શરીર;

તોયે તું માને નહીં, કેમ બની આવી કથીર. પ્યારી૦

**રાણકદેવી**—વીચારી વાણી વદો, નહીં તો થશે અપમાન;

ઝાઝું જોર બતાવશો તો, અર્પીશ તમને પ્રાણ. કરો૦

**સિદ્ધરાજ**—ખેંગાર ખેંગાર શું કોરે, લીધા એના પ્રાણ;

**રાણકદેવી**–ચુપ રહે ને ચાંપલા, તું લાજ લાવ્યને શ્વાન. કરો૦

રાણકદેવી— **( ક્ષત્રીકલંકનો રાગ.)**

તારાં અવીચારી સુણી વચન, સતી તે સત કેમ ચુકેરે;
દુઃખે સળગી ઉઠે મારૂં તન, સતી તે સત કેમ ચુકેરે.
પૂર્વ મૂકી પશ્ચિમે ઉગે ભાણ, સતી તે સત કેમ ચુકેરે;
પાપી જનો કદી થાય નિરવાણ, સતી તે સત કેમ ચુકેરે.
અલ્યા વીચારીને પાપી વેણ બોલ, સતી તે સત કેમ ચુકેરે
ઈચ્છા હોય તો ઉતારી લે ખોળ, સતી તે સત કેમ ચુકેરે.
રેહે જો વાંઝીયો નથી તને શર્મ, સતી તે સત કેમ ચુકેરે;
હું બળી મરૂં ધારી સતી ધર્મ, સતી તો સત કેમ ચુકેરે.

જે અંબે!!! જે અંબે!!! કરી અગ્નીમાં પડે છે!!!



# જાહેર ખબર.

## ☞અમારા એજંટોનાં નામ.

**અમદાવાદ**—શેઠ. માહાદેવ રામચંદ્ર, બુકશેલર. બાલાભાઈ નગીનદાસ, બુકશેલર. ફકીરભાઈ કીલાભાઈ, બુકશેલર. ભીખાભાઈ અમરચંદ, તથા કર્ત્તાની પાસેથી.

**નડીઆદ**—જમશેદજી પેસ્તનજી, મગોળ, પોષ્ટઑફીસની પાસે.

**વડોદરા**—બુકશેલર. રણછોડ મોતીરામ,

**ભરૂચ**—કાશીરામ જેભાઈ, હાજીખાના બજાર.

**સુરત**—ગંચેરજી જમશેદજી પોષ્ટવાળા, ત્રીભોવનદાસ લલુભાઈ આત્મારામ ગંગાદાસ, ઈશ્વરદાસ ગંગાદાસ, વીગરે.

**વઢવાણકાંપ**—ડુંગરશી ભુરાભાઈ, બુકશેલર.

**ભાવનગર**—બુકશેલર. પાનાચંદ તેજાભાઈ, પ્રાણજીવન હરખજી પુરૂષોત્તમ ગીગાભાઈ,અબદુલહુસેન આદમજી વ્હોરા.

**જામનગર**—વૈદ. જટાશંકર વિ. પ્રેમજી,

**કચ્છ ભુજ**—બુકશેલર. અળદેશ્વર ચતભુજ.

**ડાકોર**—બુકશેલર. ત્રિભોવનદાસ રણછોડ.

**બુકશેલર.**

## નાનાલાલ વિ. મગનલાલ.

# અમારી ઑફીસમાં વેચાતાં પુસ્તકો.

| મોટાં નાટકો. | રૂ. આ. પૈ. | ગાયનો | રૂ. આ. પૈ. |
|---|---|---|---|
| ભર્તૃહરી નાટક. | ૧—૦—૦ | ભર્તૃહરીનાં ગાયનો. | ૦—૨—૦ |
| ચાંપરાજહાડાનું નાટક. | ૧—૦—૦ | ચાંપરાજ હાડાનાં ગાયનો. | ૦—૨—૦ |
| ઉદેપુરના રાણો રાજસીંહ. | ૧—૦—૦ | રાણારાજસીંહનાં ગાયન | ૦—૨—૦ |
| વિલાસચંદ્ર નાટક. | ૧—૦—૦ | પૃથુરાજરાઠોડનાં ગાયન. | ૦—૨—૦ |
| સુબુદ્ધિ સત્ય દર્શક. | ૧—૦—૦ | હરીશ્ચંદ્ર તારામતી ગા. | ૦—૨—૦ |
| રાણકદેવી રાહખેંગાર. | ૦—૮—૦ | વનરાજ ચાવડાનાં ગાયન. | ૦—૧—૦ |
| દુલપસીંહ નાટક. | ૦—૬—૦ | ચંદન મલ્યાગરીનાં ગાય. | ૦—૨—૦ |
| ભર્તૃહરી (ભાવનગરનું). | ૦—૬—૦ | સદેવંત સાવલીંગા નાટક. | ૦—૧—૦ |
| પ્રતાપસીંહ રૂપસુંદરી ના. | ૦—૬—૦ | રાણકદેવી રાહખેંગાર. | ૦—૧—૦ |
| ઉદેપુરના પ્રતાપસીંહ ના. | ૦—૩—૦ | શાકુન્તલા નાટકનાં ગાયન. | ૦—૨—૦ |

| વાર્તાઓ | | ફારસો | |
|---|---|---|---|
| સદેવંત સાવળીગાની વા. | ૦—૧—૬ | મી. ફુલણજીનો ફારસ મો. | ૦—૨—૦ |
| ગુલબંકાવળીની વાર્તા. | ૦—૧—૬ | બાસુદીપુરીનો ફારસ. | ૦—૧—૦ |
| બરાસકસ્તુરીની વાર્તા. | ૦—૧—૬ | કજોડા દુઃખદર્શક ફારસ. | ૦—૧—૦ |
| સુંદર કામદારની વાર્તા. | ૦—૧—૬ | સ્ત્રી ચરીત્રનો ફારસ. | ૦—૧—૦ |
| મેના પોપટની વાર્તા. | ૦—૧—૦ | ગપ્પીદાસની ગપ્પ. | ૦—૧—૦ |
| ઝખોડીની રમુજી વાર્તા. | ૦—૧—૦ | હીરામાણેકનો ફારસ. | ૦—૧—૦ |

એ સિવાય ઘણી જાતનાં નાટકો, વાર્તાઓ, જૈનધર્મનાં, વિષ્ણુ ધર્મનાં, કિસ્સા, અર્થો વિગરે પુસ્તકો અમારી પાસેથી મળશે. જથાબંધ લેનારને કમીશન ઘણુંજ સારૂં આપવામાં આવશે. પત્રવ્યહવાર નીચેના શીરનામે રાખવો.

**માસ્તર, નાનાલાલ વિ. મગનલાલ.**

**અમદાવાદ–શુસાપારેખની પોળ.**